॥ वेदोऽखिलो धर्म मूलम् ॥

## શ્રદ્ધાન્જલી

જે સત્યસનાતન વૈદિક ધર્મના ઉદ્ધારાર્થ કુમારીલ ભટ્ટે જીવતા સ્વ-દેહને અગ્નિને આહુતી આપી, સ્વામી શંકરાચાર્ય તથા ઋષી દયાનન્દે વિષપાન કર્યુ, જેના પણ્ડિત ગુરૂદત્ત પશ્ચિમમાં નાદ પહોંચાડયો પં. લેખરામે ખંજર ખાધુ, તે વૈદિક ધર્મના ભારતવર્ષમાં અને મુખ્યત્વે કરી મુંબઈ પ્રદેશમાં પ્રચાર કરતાં કરતાં આણંદમા આર્યસમાજ સ્થાપી આનંદમા



પૂજ્યપાદ અદ્વિતીય વૈદિકજ્ઞાન વારિધિ સંસ્કૃતાત્મા વૈદિક વ્યાખ્યાન

કોવિદ્ બ્રહ્મકુળ ભુષણ સાચા સન્યાશી નિડર
વૈદિક સંસ્કાર સુધારક.

નિમગ્ન રહી, નાશવાન શરીર ત્યાગી પરમપદ પામ્યા એટલુંજ નહી પરંતુ વેદ રક્ષાર્થ વારસામાં આર્યસમાજ ને વૈદિક કોષ સમર્પણ કરવા તથા વૈદિક ધર્મોપદેશકો ઉત્પન્ન કરવા **સાધુ આશ્રમ** સ્થાપવા ઇચ્છા પ્રદર્શિત કરતા ગયા તેવા સ્વામી, **શ્રી નિત્યાનંદજી**ના અમર અને મહાન આત્માને આ લઘુ પ્રયત્ન તેઓના મહદ્ ઉપકારોના સ્મરણાર્થ શ્રદ્ધાપૂર્વક અર્પણ કરૂછું.

એક વેદ ધર્મ પ્રચારાભિલાષી—તુચ્છ શિષ્ય.

**ભટ્ટ જમદગ્નિ ઉર્ફે જમીયતરામ જયશંકર એન્જીનીયર**
રાયપુર હવેલીની પોળ શાન્તિ આશ્રમ નં. ૨૧૪૫ **અમદાવાદ.**

મુકુન્દ આર્ટ અમદાવાદ

# ओ३म्

# વૈદિક ધર્મનું મહત્વ.



**तद्विष्णोः परमं पदं सदा पश्यन्ति सूरयः।**
**दिवीव चक्षुराततम्।**




સારની વર્તમાન દશા ઉપર આપણે જ્યારે દ્રષ્ટિ કરીએ છીએ, ત્યારે કાંઈક વિચિત્ર લીલા આપણી નજરે પડે છે હરેક દેશમાં જૂદી જૂદી જાતના મત ફેલાઈ રહ્યા છે. એક જીજ્ઞાસુ કે જેને સત્ય ધર્મની તપાસ કરવી હોય, તો તેને માટે સત્ય શું છે? તે જાણવું ઘણું કઠિન કામ થઈ પડયું છે, ફક્ત એટલુંજ નહી પરંતુ ઘણે ભાગે શિક્ષિત જન સમાજના મનુષ્યો તો ધર્મના નામથી નાસવા માંડે છે. તેઓ સમજે છે કે ધર્મ સર્વ પ્રકારની ખરાબીઓની જડ તથા ઝગડાનું મૂળ છે. સર્વ પોત પોતાની ભાષામાં ધર્મને માટે મત, મજહબ રિલીજીયન (Religion) આદિ શબ્દોનો વ્યવહાર કરે છે આપણે એ વિષય ઉપર વિચાર કરીશું કે શું સત્ય ધર્મથી ઝગડા વધે છે અથવા શાન્તિ ફેલાય છે? જ્યારે આપણે સંસારનો ઇતિહાસ જોઈએ છીએ, ત્યારે માલમ પડે છે કે હરેક દેશ, અને હરેક જાતિમાં સમયાનુસાર ધાર્મિક વિદ્વાન્ દેશહિતૈષી પુરૂષો ઉત્પન્ન થયા છે, કે જેઓએ તે તે વખતની ખરાબીઓ હઠાવી મનુષ્યો ઉપર ઉપકાર કર્યો છે; દાખલા તરીકે **કબીર, નાનક, બુદ્ધ, શંકરાચાર્ય, મુહમ્મદ, ઇસુક્રાઈસ્ટ** આદિ મહાત્મા પુરૂષોના જીવનો છે. પરંતુ મનુષ્યોએ તે મહાત્મા પુરૂષોને ઇશ્વર, દેવતા, પીર, પૈગમ્બર, સમજી તેઓના જન્મથી લઈ મૃત્યુપર્યંતના ઇતિહાસને પોતાનો ધર્મ સમજી લીધો; તથા તેઓના જીવનમાં થયેલી સઘળી ઘટનાઓ ઉપર રંગ ચઢાવીને તેનું

( Miracles ) ચમત્કાર આદિ નામ રાખી, તેનેજ માનવુ તે ધર્મ સમજી લીધો એટલુજ નહી પણ તેઓના એક એક શબ્દને વગર વિચારે વિશ્વાસથી સત્ય ધર્મ સમજવા લાગ્યા. જેનું પરિણામ એ આવ્યુ કે ઇતિહાસ એક ધાર્મિક ગ્રંથ બની ગયો. ઉદાહરણ તરીકે હજરત મુહમ્મદ સાહેબના જીવનને લ્યો, તે સુધારકે પોતાના અરબ દેશમાં તે વખતે સુધારો કર્યો હતો કે જે વખતે તે દેશ, અવિદ્યાના ઉંડા ખાડામાં પડયો હતો તથા મૂર્તિ પૂજાનું ઘેરે ઘેર જોર હતુ, તેણે તે વખતે એક ઇશ્વરની પૂજા બતાવી પરંતુ તેમનો અનુભવ તે સમયાનુસાર હતો, તેટલા માટે કેટલીક ખામીઓ તેમના જીવન તથા કામોમા દ્રષ્ટિએ પડે છે તેઓની પાછળ આવનારી પ્રજાની એ ફરજ હતી કે તેના ઉપકારને ધ્યાનમાં રાખી તે ખામીઓ દૂર કરે અને વધારે ઉન્નતિના માર્ગ ઉપર ચાલે. પરંતુ લોકોએ તેના જીવનને તથા તેના દરેક વાક્યને માનીને તેને ધર્મ સમજી લીધો હતો, તથા જે કોઈ તેનાથી ઉલટું કહે તેને મારવાને તૈયાર થતા ઇશ્વરીય નિયમ પ્રમાણે દિવસે દિવસે ઉન્નતિ થતી આવી છે. તોપણ આ ઉન્નતિના વખતમાં પણ જે પુરૂષ મુસલમાનના ઘરમા ઉત્પન્ન થાય, તેને માટે એ જરૂરનુ થઇ પડયુ કે ૧૩૦૦ વર્ષ પહેલાંની જે કોઈ વાતો છે, તે માની શકાય તેવી ન હોય તોપણ તે માને તોજ મુસલમાન કહેવાય આવીજ દશા દરેક મતમા છે દરેક મતાનુયાયી સુધારક લોકોના જીવનને ધર્મ સમજી તેઓની દરેક વાતને સત્ય માની, તેને પકડી બેસી જાય છે તથા એજ કારણ છે કે રાત્રિ દિવસ વિદ્યામા મગ્ન રહેવાવાળા વિદ્વાનો તે મતોને ઝગડો સમજી તેનાથી જૂદા રહેવુ વધારે પસંદ કરે છે. તેજ સંસારમા અશાંતિનુ કારણ છે, કે મનુષ્યો સ્વતંત્ર વિચાર નથી કરતા તથા જેઓ કરે છે તેઓ બીજા લોકોના દુશ્મન બને છે

**વિદ્વાન ગૅલીલીઓએ** જે વખતે પૃથ્વીનુ ગોળ હોવુ બતાવ્યુ, તે વખતે ઇસાઈઓમાં ખળભળાટ મચી ગયો હતો, તથા લોકોએ તેને સ્વતંત્ર વિચાર પ્રગટ કરવા માટે ઘણું કષ્ટ આપ્યુ હતુ, તેનુ શુ કારણ હતુ ? કારણ એ હતુ કે ત્યાંના લોકો ઇતિહાસને ધર્મ સમજતા હતા. "બાઇબલમા જે લખ્યુ છે તેજ સત્ય છે." આ વિચાર તેઓના મગજમાં ઠસી ગયો હતો. તેટલા માટે તે વિજ્ઞાનશાસ્ત્રના અટલ નિયમોને પણ પોતાની પ્રાચીન સભ્યતાવડે ટાળવા માગતા હતા. આવા કારણુને લીધે કેટલાએક વિદ્વાનોએ તથા અન્ય વિચારશીલ મનુષ્યોએ ઈસાઇ ધર્મને

તિલાંજલી આપી ( Rationalists ) યુક્તિ વાદી થઈ ગયા; અને પશ્ચિમમાં બાઇબલનું અને સાયન્સનું ભારે યુદ્ધ થઇ રહ્યું. અસ્તુ, આપણે વિચારવાનું એ છે કે ખરેખરો ધર્મ શું ઈતિહાસ યા જીવન ચરિત્રનું નામ છે અથવા તેમાં કાંઈ વિશેષતા છે? [૧] સંસ્કૃત વ્યાકરણ જાણનારા જાણે છે કે ધર્મ " **धृञ्=धारणे** " ધાતુથી બનેલો છે અર્થાત્ જે નિયમો પુરૂષને ધારણ કરવા યોગ્ય હોય, જેનાથી તેની ઉન્નતિ થતી હોય તેને ધર્મ કહેવો. પરંતુ અહીં કોઈ પ્રશ્ન કરે કે ધર્મ ધારણ કરવાના અર્થમાં આવે છે, તમે ઉન્નતિ આદિ શબ્દો ક્યાંથી લગાવી દીધા? તો ઉત્તરમા નિવેદન કે યૂરોપના વિદ્વાન્ ભાષાશાસ્ત્ર-વેત્તા **ભટ્ટ મેકસમૂલર** પોતાના પુસ્તક (Theosophy) થીઓસોફીમાં ( Religion ) અર્થાત્ ધર્મનું લક્ષણ કરતાં કહે છે કે—Religion is a bridge between visible and invisible—અર્થાત્ ધર્મ, દૃશ્ય તથા અદૃશ્યની વચમાં પુલ છે, અર્થાત્ મનુષ્યને ઇશ્વર પ્રાપ્તીનું સાધન ધર્મજ છે. વિદ્વાન ન્યુમેન ( Newman ) પણ એજ લક્ષણ કરતા કહે છે:—

" The system of relations between me & Supreme Being is called religion. "

અર્થાત મ્હારા અને પરમાત્માની વચમાના સમ્બધના નિયમને ધર્મ કહે છે વળી આગળ જુઓ કે અમારા **માન્યવર મહર્ષિ કણાદ શું** કહે છે. તેઓ પોતાના વૈશેષિક દર્શનમા લખે છે કે:—

**॥ यतोऽभ्युदयनिः श्रेयस सिद्धिः स धर्मः ॥**

અર્થાત્ જેનાથી અભ્યુદય ( ઐશ્વર્ય ) તથા નિશ્રેયસ ( મોક્ષ )ની સિદ્ધિ થાય, તે ધર્મ. મનુષ્યને માટે બે પ્રકારની સિદ્ધિઓ છે; લૌકિક તથા **પારલૌકિક** લૌકિક સિદ્ધિ કર્યા વિના પારલૌકિક સિદ્ધિ થતી નથી જેવી રીતે ભૂખે પેટે પુરૂષ. સન્ધ્યાદિ પંચ યજ્ઞ પણ નથી કરી શકતો તથા તેને માટે ધનની પણ જરૂર છે. તેટલા માટે મહર્ષિ કહે છે કે **પ્રથમ તે સાધન કરો જેનાથી લૌકિક ઉન્નતિ થાય—ઐશ્વર્ય વધે. પછી સાધન કે જેનાથી મોક્ષની સિદ્ધિ થાય, તે ધારણ કરો.**

આ ઉપરથી ધર્મનું સંપૂર્ણ લક્ષણ એ છે કે, તે નિયમો કે જેના ધારણ કરવાથી, હરેક પ્રકારની ઉન્નતિ થાય તે, ધર્મ છે. કેવુ સત્ય અને સાર્વભૌમિક ( Universal ) સુંદર લક્ષણ છે !

આની સાથે કોઈ જાતિ, દેશ અથવા મનુષ્યનો સબંધ નથી; તેમાં સર્વ એક મત છે. આ લક્ષણથી કોઇને ઝગડો કરવાનું કારણ મળતું નથી, તથા આથી સર્વની મનોકામના સિદ્ધ થાય છે.

હવે આગળ જુઓ કે, વૈશેષિક શાસ્ત્રવેત્તા જાણે છે કે આ દર્શનમાં વિજ્ઞાનશાસ્ત્રના નિયમો વર્ણવ્યા છે તથા પ્રાકૃતિક પદાર્થોના ગુણ તથા તે સબંધી કાર્યો દર્શાવેલ છે. તેટલા માટે વિજ્ઞાનશાસ્ત્ર (Science) અભ્યુદયની સિદ્ધિ કરાવનાર છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સાયન્સ ( Science ) ધર્મનું પ્રધાન અંગ છે. જે લોક સાયન્સને ધર્મથી જૂદુ માને છે; તેઓ ધર્મનું લક્ષણ જાણતા નથી. નિઃશ્રેયસની સિદ્ધિ પદાર્થ વિજ્ઞાનની સિદ્ધિની સાથેજ છે. તથા આપણે એકને બીજાથી કદાપિ જુદા કરી શકીએ એમ નથી.

માનનીય **પ્રો૦ હેકસલે** એ એક વ્યાખ્યાનમા સત્ય કહ્યું છે કે — " True science and true religion are twin sisters and the separation of either from the other is sure to prove the death of both. "

અર્થાત સત્યસાયન્સ અને સત્યધર્મ બન્ને બેહેનોની જોડી છે અને તે બેમાથી એકને બીજાથી જૂદા પાડીએ તો તે બન્નેનુ નક્કી મૃત્યુ લાવવા બરાબર છે આ ઉપરથી સિદ્ધ થાય છે કે ધર્મને મતમતાન્તરો તથા ઇતિહાસની સાથે કશો સબંધ નથી પણ તે ઉન્નતીના નિયમોના સમુહનુ બીજું નામ છે છતાં **પ્રો૦ પ્રાંજપે** જેઓએ એક વખત આર્યાવર્તનું નામ સીનીયર રેંગલર થઇને ઇંગ્લંડમાં ઉજ્વલ કર્યું હતુ અને જેઓ પુના ફરગુસન કૉલેજના પ્રિન્સીપાલ હતા તેઓએ **ઈસ્ટ એન્ડ વેસ્ટ** નામના પત્રમાં લેખ લખ્યો હતો કે શિક્ષા પ્રણાલીમાંથી ધર્મને કહાડી નાંખો આ અભિપ્રાયને આર્યાવર્તના ભુષણે આજ કાલ પ્રચલિત મતમતાન્તરો અને તેના જુદા ઝગડાઓ દેખીનેજ બાંધ્યો હશે પણ તે વિદ્વાન પુરૂષે ધર્મના અસલી તત્વ ઉપર વિચાર કર્યો હોત તો તેને માલમ થાત કે શિક્ષણ સાથે ધર્મશિક્ષણની પણ જરૂર છે.

ધર્મના મૂળ અર્થ ઉપર વિચાર કરીએ તો માલૂમ થાય છે કે ધર્મ એટલે ( Duty and character ) કર્ત્તવ્ય તથા આચાર. જુઓ, ( Sociology ) ના નિયમ ઉપર ચાલતાં પૂજ્યપાદ મનુ મહારાજ ધર્મનાં લક્ષણુ કહે છે કે :—

**धृतिः क्षमा दमो स्तेयं शौचमिन्द्रिय निग्रहः ।**
**धीर्विद्या सत्यम क्रोधो दशकं धर्म लक्षणम् ॥**

અર્થાત્ ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઈન્દ્રિયનિગ્રહ, ધી, વિદ્યા, સત્ય તથા અક્રોધ આ ધર્મના દશ લક્ષણો એવા છે કે જેને મનુષ્ય પોતાના જીવનથી જુદા કરી શકે નહિ, તે ન હોય તો મનુષ્ય, મનુષ્ય નહી; કિન્તુ પશુ છે. તથા આ દશ લક્ષણુ પ્રત્યેક પ્રકારની ઉન્નતિના સાધનો છે.

[૨] ભણેલા ગણેલા ધર્મના નામથી શા માટે નાસવા માંડે છે ? ફક્ત એટલાજ માટે કે તેઓએ ધર્મનો અર્થ જાણ્યો નથી પશ્ચિમમાં ( Religion ) ધર્મ તથા ( Science ) સાયન્સમાં ઝગડો કેમ છે ? તેટલા માટે કે ઇતિહાસને ધર્મ સમજી લીધો છે; તથા મનુષ્યોને ઈશ્વર માની બેઠા છે.

આધુનિક મતોમાં અશાંતિ તથા ઝગડો માલૂમ પડે છે. કારણ કે તેની અન્દર sociology ના કંઈક નિયમો જરૂર છે, પરંતુ તેની સાથે બુરાઇઓ એવી છે કે જે મનુષ્યને આગળ વધવા દેતી નથી. તથા એક જ સ્થાન પર પકડીને બેસાડવા માગે છે. તે શીખવે છે કે જે તે પુરૂષોએ કહ્યું છે; તેનેજ બરાબર માનો. તથા તદનુસાર જો કોઈ પણ વિષય વિદ્યાથી પ્રત્યક્ષ કરો, તોપણુ તે સત્ય નહી, પરંતુ જૂઠું માનો. વિદ્વાન્ કેપલરે જે વખતે ગણિત શાસ્ત્રાનુસાર પૃથ્વીનુ ઘુમવું આદિ વાતો જાહેર કરી હતી. તે વખતે ધર્મના મતોની અન્દર ફસેલા લોકોએ તેનો વિરોધ કર્યો હતો તથા તેને ઘણું કષ્ટ આપ્યુ હતુ. તેજ પ્રમાણે Geology ( ભૂગર્ભ વિદ્યા ) માં જ્યારે નવી નવી વાતો માલૂમ પડી તથા વિદ્વાનોએ એ પ્રસિદ્ધ કર્યું કે પૃથ્વી લાખો વર્ષથી છે, ત્યારે પણ

બાઇબલને માનનારાઓમાં ખળભળાટ મચ્યો હતો. કારણ કે તેઓના પુસ્તક અનુસાર મુશ્કેલીથી ૫૦૦૦ વર્ષ આવતાં હતાં. તેઓ બીચારા નહોતા પોતે ચાલવા માગતા, નહીં બીજાને આગળ વધવા દેવાનું ચ્હાતા હતા. ઘણો શોર બકોર કર્યો, પરંતુ (*Science*) સાયન્સના વીર પુરૂષો પોતાની દૃઢતામાં પૂરા રહી, આગળ વધતા ગયા. તે એટલે સુધી કે પૂજ્યવર ડાર્વિને કહી દીધુ કે તમે આદમ તથા હવ્વાની ઓલાદના નથી પણ વાંદરામાંથી તમારા પિતા, પિતામહ શ્રીમાન્ ( *Chipanzee* ) ચિપાંજી મહારાજ ( વન માનુષ ) છે. તેને નમસ્કાર કરો. જ્યારે મતાવલંબીઓએ આ જોયું, ત્યારે તો વળી તેમના રૂપ કંઇ રહેલા હોંશ કોંશ પણ ઉડી ગયા. તથા એજ કારણ છે કે આજ સાયન્સની સામે, મનુષ્યોના નામથી ચલાવેલા મતો તથા જૂની વાતોના સપાટા નીકળી જાય છે. તથા "*Rationalist Press Association London*" તરફથી જે જે પુસ્તકો પ્રતિદિન નિકળતાં જાય છે, તે એજ સિદ્ધ કરે છે કે આ મતોનો ગોટાળો તથા ઇતિહાસની વાતો ધર્મની અંદરથી જલદી નીકળી જશે. તથા દુનિયાના સઘળા વિદ્વાનો એકે અવાજે કહેશે કે:—

**" यतोऽभ्युदय निश्रेयस सिद्धिः सधर्मः ।**

[૩] હવે જરા આપણે આગળ વધીએ, તો પ્રશ્ન એ ઉપસ્થિત થાય છે કે જે મનુ મહારાજે સમાજની ઉન્નતિના નિયમો દર્શાવ્યા છે તે ધર્મના બાકીના નિયમોનો પત્તો શો બતલાવે છે. તથા જે મહર્ષિ કણાદે ધર્મનું આવુ સરસ લક્ષણ બતલાવ્યું છે તેઓ એમાં વધુ શુ કહે છે ? તો ઉત્તરમાં જણાવવાનું કે, મનુ મહારાજ કહે છે કે— **" वेदोऽखिलो धर्म मूलम् ।"** અર્થાત્ સંપૂર્ણ વેદ ધર્મનું મૂળ છે. તથા મહર્ષિ કણાદ પોતાના વૈશેષિક દર્શનનો આરંભ કરતાં લખે છે કે.—

**(१)—अथातो धर्म व्याख्या स्यामः**

**(२)—यतोऽभ्युदय निःश्रेयस सिद्धिः सधर्मः**

**(३)—तद्वचनादाम्ना यस्य प्रामाण्यम्**

અર્થાત્ (૧) તદનન્તર અમે હવે ધર્મની વ્યાખ્યા કરીશું.

(૨) જેનાથી અભ્યુદય તથા નિઃશ્રેયસની સિદ્ધિ થાય, તે ધર્મ.

(૩) તે ધર્મ વેદના વચનથી પ્રમાણિક છે.

આ ઉપરથી સિદ્ધ થાય છે કે બંન્ને મહર્ષિ વેદને સ્વત પ્રમાણ માને છે. વેદ શું છે ? વેદ " **विद्=**જાણવુ " એ ધાતુથી સિદ્ધ થાય છે. તથા વેદ, જ્ઞાનના અર્થમાં આવે છે. અર્થાત્ સત્ય જ્ઞાનનું નામ વેદ છે. કોઇ કહેશે કે વેદ તો ચાર પુસ્તકો [ **ऋक्, यजु, साम, अथर्व.**] નું નામ છે, તો તે સત્ય જ્ઞાન શી રીતે ? તેમને જણાવવાનું કે તે પુસ્તકોનુ નામ વેદ નથી; પણ તેમાં જે જ્ઞાન છે તેનું નામ વેદ છે કે જે શબ્દો દ્વારા પુરૂષને મળે છે. બીજાના ઉપકાર તથા સ્મરણ રાખવા માટે વિદ્વાન લોક સત્ય વાતોને યદિ પુસ્તકાકારમાં લખી લે, તો પણ તેને જ્ઞાનજ કહેવાય છે. ન્યુટને પોતાનું પ્રસિદ્ધ પુસ્તક " *Pricpia* " લખ્યું છે; તથા તેમાં કઠિન કઠિન સિદ્ધાંતો ઉપર વિચાર કર્યો છે. તેટલા માટે કોઇ કહેનાર પુરૂષ એમ નહી કહી શકશે કે પ્રીન્સપીઆ સિદ્ધાત છે. પરતુ તેમાં જે કાઇ લખ્યુ છે તે ન્યુટનના વિચારોને પ્રગટ કરે છે. વેદો વિષે અમારે ફક્ત એટલુજ કહેવુ બસ છે કે, માન્યવર વિલિયમ સરજોન્સ, કોલબ્રુક તથા મેક્સમૂલર આદિ ભાષાઓના વિદ્વાનો પણ વેદોને સંસારના સૌથી પ્રાચીન પુસ્તકો માને છે. જે મહાન્ વિષયો માટે પદાર્થવેત્તા વિદ્વાનો બીજા મતોને છોડતા જાય છે; તેના સંબંધમાં વેદ અમને શુ કહે છે ? તે આપણે જોઇએ. પ્રથમ ઇશ્વર વિષયમાં જોવું જોઇએ.

*Grantallen* ( ગ્રેનટેલન ) એક પશ્ચિમી વિદ્વાને *The evolution of the idea of God* " એ વિષય ઉપર એક પુસ્તક લખ્યુ છે. તેમાં તે ઇસાઇ ધર્મને સામે રાખી, એ પ્રશ્ન ઉપસ્થિત કરે છે કે મજહબની ઉત્પતિ સંસારમાં શી રીતે થઇ ? ઉત્તરમાં તે એશિયાની ભિન્ન ભિન્ન જાતીઓના ઇતિહાસથી સિદ્ધ કરે છે કે જ્યારે લોકોના ભાઇ બધુ મરણ પામતા ત્યારે તે મુડદાની પૂજાથી મજહબની ઉત્પત્તિ થઇ, તથા ધીરે ધીરે લોકોએ જ્યારે પ્રકૃતિના દૃશ્યને જોયું, સૂર્યગ્રહણ ચંદ્ર ગ્રહણાદિને જોઇને આશ્ચર્ય ચકિત થયા, ત્યારે તેના ઉપર નવી

નવી કથાઓ બનાવી. જેનાથી *mythology* (દેવમાળા)ની ઉત્પતિ થઇ. તથા અનેકાનેક દેવો માનવા લાગ્યા. જેવી રીતે મિશ્રના દેવતા. તથા ઇસરાઇલ વંશના લોકોના અનેક ઇશ્વર હતા. જ્યારે લોકોની વિદ્યા આગળ વધી, લોકો યુક્તિઓ તથા બુદ્ધિને કામમાં લેવા લાગ્યા, ત્યારે થીયૉલૉજી બ્રહ્મવિદ્યાનો પ્રાદુર્ભાવ થયો. આ પ્રમાણે તે વિદ્વાન એક ઇશ્વરની પૂજાના વિચારો મનુષ્યોમાં શી રીતે આવ્યા ? તે પ્રશ્ન રજુ કરે છે. પરંતુ તે વિદ્વાને વેદોનું દર્શન નહી કર્યું હતુ. નહીતો તે કદિ આવા વિચાર ઉપર ન આવત. ઇશ્વરના વિષયમા વેદ કથે છે કે:—

(१) हिरण्यगर्भः समवर्तताग्रे भूतस्य जातः पतिरेकासीत् ।

(२) तद् विष्णोः परमं पदं सदा पश्यन्ति सुरयः ।

(३) इन्द्रं मित्रं वरुणमग्नि माहुरथो दिव्यस्स सुपर्णो गरुत्मान् ।

एकं सद्विप्रा बहुधा वदन्ति । ऋक्.

ઇત્યાદિ. વેદ મંત્રો એવી સ્પષ્ટ રીતિથી એક પરમાત્માની પૂજા બતલાવે છે કે જેથી સિદ્ધ થાય છે કે જે જાતિમાં વેદોનો પ્રચાર હતો, તે જાતી એકજ પરમાત્માની પૂજા કરતી હતી. તથા હાલના મત મતાંતરો તરફ નજર કરી ઈશ્વર શુ છે ! તથા તેના શા શા ગુણો છે ? આ પ્રશ્નોનો ઉત્તર જોઇએ તો, કહીં ઈશ્વર બાગની હવા ખાય છે, તથા આદમની સાથે વાતો કરે છે, કહો કોઇનો ઝગડો પતાવે છે, તો કહીં સોગન ખાઇ પોતે પોતાને સત્ય સિદ્ધ કરે છે. જેનાથી એક બુદ્ધિમાન જરૂર એ પરિણામ ઉપર આવશે કે જેઓએ આવાં પુસ્તકો બનાવ્યાં તથા આવા પોતાના વિચારો પ્રગટ કર્યા, તેઓને ઇશ્વરના સાચા સ્વરૂપનો અનુભવ નહોતો. તથા એજ કારણ છે કે આ સર્વ પુસ્તકો અર્થાત્ કુરાન શરીફ, બાઇબલ, તૌરેત જબૂર આદિ વાંચીને વેદોને ન જાણનાર, વિદ્વાન્ ગ્રેનટેલનની સાથે એક મત થાય. પરતુ જ્યારે વેદોના વાસ્તવિક અર્થ સંસારના વિદ્વાનોની સમક્ષ આવશે, ત્યારે તે સર્વ અજ્ઞાનતા દુર થઇ જશે.

( ૫ ) હવે આપણે સૃષ્ટિ ઉત્પત્તિના સિદ્ધાન્ત ઉપર આવીએ. વિજ્ઞાન શાસ્ત્રવેત્તા તથા રસાયનિક વિદ્યા જાણનાર લોકોએ રાત દિવસના પરિશ્રમ અને અનુભવ બાદ જ્યારે એ સિદ્ધ કર્યું કે પ્રકૃતિ

અવિનાશી છે, ત્યારે જે લોક ઇશ્વરને સર્વ શક્તિમાન્ માની પ્રકૃતિને ઉત્પન્ન થયેલી માનતાહતા; તેઓ મુંઝવણમાં પડયા. કારણ કે બાઇબલના ઇશ્વરે ૭ દિવસમાં સૃષ્ટિ ઉત્પન્ન કરી, સાતમે દિવસે આરામ લીધો. કુરાન શરીફના ઇશ્વરે " કુન " એટલે " થા. " એ શબ્દ માત્રથી સંસારની ઉત્પત્તિ કરી દીધી. તેટલા માટે સાયન્સની સત્યતાએ આવા વિચારોના મતમતાંતરોની અંદર ભારે ખળભળાટ મચાવ્યો. તે લોકોને આ સર્વોપરી સિદ્ધાંત—

" कारणा भावात्कार्य्या भावः " वैशेषिक ।

અર્થાત કારણના અભાવથી કાર્યનો અભાવ થાય છે, માલુમ નહોતો. તેઓ બીચારા એમજ સમજતા હતા કે જાદુગરીના તમાસા માફક કદાચ આ સંસાર છે. જેને ખુદા પોતાની મરજીથી ઝટ બનાવી લે છે તથા બગાડી દે છે. મી ગ્લાડિસ્ટોને બાઇબલના આ વિચારને તથા સૃષ્ટિ વિષયના પ્રકરણને સમજાવવા પ્રયત્નો કર્યા હતા. તેઓએ Day (દિવસ) નો અર્થ Cycles (યુગ) કર્યો હતો તથા ક્રિયેટર (Creator) અર્થાત ઉત્પન્ન કર્તાનો અર્થ નિર્માણ કર્તા કર્યો હતો પરંતુ વિદ્વદ્વર પ્રોફેસર હકસલેએ પોતાની ' Genesis Versus nature " માં તે બધાનું સારી રીતે ખંડન કર્યું છે. સૃષ્ટિ એકદમ બની ગઇ નથી, એ વાતમાં સર્વ વિદ્વાનોના એક મત છે, તથા તેઓ માને છે કે ઇવોલ્યુશન (વિકાશ) ના નિયમાનુસાર ધીમે ધીમે તે આ અવસ્થાએ પહોંચી છે. તથા પ્રત્યેક વસ્તુ જે સૃષ્ટિ ઉપર છે, પોતાની ક્રમાનુસાર અવસ્થાઓને બદલતા બદલતા, આ વર્તમાન દશાને પ્રાપ્ત થયેલ છે. તથા જો કે ડાર્વિન ચાર પાંચ કારણોથી સૃષ્ટિની ઉત્પતિ કહેતા હતા. પરંતુ જરમનના વિદ્વાન હકસલે એ વળી એક પગલું આગળ વધી monism નો પ્રચાર કર્યો અર્થાત સિદ્ધ કર્યું કે આરંભિક તત્વ ( Premordial element ) એક છે, જેનું જુદું જુદું રૂપ છે, જે કાળાન્તરે અનંત થાય છે. ઉપનિષદ્કારનો પણ એજ સિદ્ધાંત હતો કે —

"एको वशी सर्व भूतान्तरात्मा एकं रूपं बहुधा यः करोति।"

અર્થાત્ સર્વ પ્રાણીની અંદર સ્થિત એક પરમાત્મા એક પ્રકૃતિને અનેક પ્રકારની કરે છે. જે પુરુષો સંસ્કૃત નથી જાણતા અથવા જેઓને

પૂર્વીય વિદ્વાનોનું કથન માલુમ નથી. તેઓ ભલે " ઇવોલ્યુશન " ના સિદ્ધાંતને નવીન કહે. પરંતુ સ્મૃતિઓ તથા છાન્દોગ્ય આદિ ઉપનિષદોમાં અનેક સ્થળે તેનો પત્તો મળે છે. જેવી રીતે તૈત્તિરીયોપનિષદ્માં લખ્યું છે કે—

**तस्माद्वा एतस्मादात्मन आकाशः सम्भूतः आकाशाद्वायुः वायो अग्नेरापः अद्भ्यः पृथिवी पृथिव्यां ओषधयः ।** ઇત્યાદિ.

તે પરમાત્માના નિયમથી, કારણાવસ્થા પ્રકૃતિના સંઘાતથી આકાશની ઉત્પત્તિ થઈ. આકાશથી વાયુ, વાયુથી અગ્નિ, અગ્નિથી જળ, જળથી પૃથ્વી; તેજ પ્રમાણે ઔષધી, વનસ્પતિ આદિની ક્રમાનુસાર ઉત્પતિ થયેલી છે. પ્રોફેસર હકસલે ઇવોલ્યુશનમા લખતાં કહે છે કે—

" There are some phylosophies in India which express most clearly the doctrine of Evolution. "

આ ઉપરથી સિદ્ધ થાય છે કે " ઇવોલ્યુશન " વેદોને માનનાર રૂષીઓનો પ્રાચીન સિદ્ધાંત છે. હવે નેવુલર થ્યુરી ઉપર આપણે વિચાર કરીએ કે તે વિષયનો શાસ્ત્રમાં કંઈ પત્તો મળે છે અથવા નહી ? નેવુલર થ્યુરી અમને એ બતલાવે છે કે પ્રકૃતિ પહેલા Chaotic form અર્થાત્ છિન્ન ભિન્ન અવસ્થામાં હતી. આકાશમાં સર્વત્ર અંધકાર હતો, તથા તે પ્રકૃતિમાં ધીમે ધીમે ગતિ તથા શક્તિથી રૂપાંતર થવુ શરૂ થયું તે નેવુલરમાં કંઇએક ઘડાકાર લોક ઉત્પન્ન થયા, ત્યાર બાદ મહાન તેજસ્વી લોક તે સંઘાતથી ઉત્પન્ન થયા.

હવે અમે અમારા રૂષીઓ તરફ કે જેમણે આ વિષય ઉપર વિચાર કર્યો છે, આવીએ છીએ, તથા તેઓની સમતિ જાણીએ છીએ. મહર્ષિ મનુ કહે છે કે—

**आसीदिदं तमो भूतम प्रज्ञा तम लक्षणम् ।**
**अप्रतर्क्य मविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥**

અર્થાત્ આ બ્રહ્માંડ અંધકારથી આવૃત્ત હતુ, જાણવાને યોગ્ય નહોતું, લક્ષણોથી રહિત હતુ, યુક્તિ તથા બુદ્ધિ આદિથી જાણવા યોગ્ય નહોતુ;

સર્વત્ર શાંત અર્થાત્ ગાઢ નિદ્રાની માફક હતું. મનુ સ્મૃતિમાં આની આ; ગળ બીજા ૫ શ્લોકો લખેલા છે, જે જોવાથી વિદિત થાય છે કે, સૃષ્ટિ ઉત્પત્તિની રીત જે સાયન્સ માને છે તેજ પ્રમાણે શાસ્ત્ર પણ માને છે. થોડો ઘણો ભેદ છે, જે સમયાન્તરે નિકળી જશે.

(૬) હવે **કર્મોના** અટલ નિયમ ઉપર આવીએ છીએ પદાર્થવિજ્ઞાન-વેત્તાઓએ પથ્થરના કોયલાના ઇતીહાસનો પત્તો મેળવ્યો તો માલુમ પડયું કે મોટાં મોટાં ઝાડો ભુકપો તથા આંધીઓમાં વેહેતા વેહેતા સમુદ્રમાં ગયાં હતાં તથા ત્યા ક્ષારયુક્ત જળ મળવાથી ભારે થઇ ગયા અને તળીએ જઇ બેઠાં. તેમના ઉપર જળ દેવતા જે સદા ભૂમિ સાથે યુદ્ધ મચાવતા રહે છે તે જુદી જુદી રંગની માટી તથા રેત લાવીને તેના ઉપર નાંખતા ગયા અને આવી રીતે હઝારો વર્ષ સુધી અગાધ સમુદ્રની અંદર આ કાર્ય ચતું રહ્યું અને મહાન બોજા તળે તે વૃક્ષ દેવતા દબા-એલા પડી રહ્યા વળી ફરીથી જ્યારે પૃથ્વિમાં ભુકમ્પ થવાથી તથા જવાળામુખી પર્વતોના ફાટવાથી તે નીચેની ભૂમિ ઉપર ઉપસી આવી, આવીરીતેની ઉથલ પાથલ દુનિયામાં કંઇ વાર થઇ છે અને થશે. આજકાલ જે પથ્થરના કોયલાની ખાણો નીકળે છે તે તેજ વૃક્ષો છે અથવા આખા જંગલના જંગલો છે જે સમુદ્રને તળીએ આવી ગયાં હતા અને જેના ઉપર હઝારો વર્ષ સુધી માટી તથા રેતના પડ ચઢતા ગયાં આથી એ સિદ્ધ થાય છે કે આ કોયલાની અંદર જે ગરમી છે તે ઝાડોએ સુર્યમાંથી લીધી હતી અને જેનો અમે આજ લાભ ઉઠાવીએ છીએ આ અટલ સિદ્ધાન્તને સાયન્સમાં Conservation of energy કહે છે અર્થાત શક્તિનો નાશ થતો નથી આ પ્રાકૃત જગતનો નિયમ અમે બીજી બાજુ ઉપર પણ તેવોજ સત્ય દેખીએ છીએ. સસારમા જ્યારે કોઇ મનુષ્યને અદ્ભુત શક્તિવાળો જોઇએ છીએ અને તેનો બાળપણનો ઇતીહાસ આશ્ચર્ય પમાડે તેવો જોઇએ છે તો પ્રશ્ન ઉપસ્થિત થાય છે આ મનુષ્યમાં અને અન્ય સાધારણ મનુષ્યમા ભેદ કેમ છે ? તેના સાધનો આવાં અદ્ભુત કેમ છે તેનાં કર્મ કેમ આશ્ચર્યમા નાખે તેવા છે આ બધા પ્રશ્નો-નો જવાબ સાયન્સ આપી શકતુ નથી પણ ઋષિ કહે છે કે આ સર્વ તેના પૂર્વ સચિત કર્મોના ફળ છે અને એવો સિદ્ધાન્ત કહાડે છે કે કરેલુ કર્મ કદી પણ ન થતું નથી નહાનામાં નહાનું નજીવું ર્મ જે તમે કરોછો તેનું અવશ્ય ફળ તમને મળશે. તોબા કહી દેવાથી

તથા પશ્ચાતાપથી પાપ ક્ષમા થતા નથી પણ ફળ મળે છે અને શીક્ષા મળે છે કે આગળ ઉપર એમ કરવુ નહી જે લોકો ગંગા સ્નાન શીવ-પુજન ઉપવાસ વીગરેથી કર્મને નષ્ટ કરવા ચહાય છે તેઓ અજ્ઞાનમાં છે અને શુભ અગર અશુભ કર્મ જે કરેલુ છે તેનું ફળ અવસ્યમેવ મળશે કર્ત્તા કદી પણ તેથી બચી શકતો નથી તેથીજ નિતીકાર કહે છે કે,--

**अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ॥**

**અર્થ**—શુભ અથવા અશુભ કોઈ પણ કર્મ કર્યું હોય તેનું ફળ અવશ્ય મળશે.

(૭) હવે એક વધારે ઉપયોગી વિષય ઉપર વિચાર કરીશુ કે જેટલા મત સંસારમાં છે તે એમ ચહાય છે કે તેની અંદર જે મનુષ્યો આવ્યા છે તેઓ સ્વતંત્ર વિચારના ન થાય. તેઓ કહે છે કે ધર્મની સાથે તર્ક યુક્તિ અથવા દલિલને કશો સબંધ નથી કારણ તે જાણે છે કે જો તેમ કરવા દઈશું તો આપણી પોલ નીકળી જશે અને બધા ચેલા ભાગી જશે. પરંતુ ઈંગ્રેજી કેળવણીના ફેલાવાથી દીન પર દીન મનુષ્યો પોતાને મળેલી બુદ્ધિ અનુસાર વિચાર કરે છે અને આ કારણને લીધેજ કેળવાયલો વર્ગ એમ કહે છે કે ધર્મનુ નામજ દેવુ નહી કારણ કે તેથી વીચારો સંકુચિત થઈ જાય છે અને તેથી મનુષ્ય સ્વતંત્ર વિચારનો થઈ શકતો નથી અને આજ કારણને લીધે West પશ્ચિમમા તો શિક્ષા પ્રણાલીના ઢંગજ બદલવા માંડયો છે પણ દીલગીરીની વાત છે કે પાશ્ચમાત્યોને વેદ શું કહે છે તેની તેમને ખબર નથી મહર્ષી મનુ કહે છે કે—

**यस्तर्केणानु संधत्ते सधर्म वेद ने तरः**

અર્થાત્—જેને યુક્તિથી સિદ્ધ કરે તેનેજ ધર્મ જાણો પણ તે શીવાય બીજાને નહી.

**तर्को वै रूषिः** તર્ક ઋષિ છે વળી મહર્ષિ કણાદ પોતાના વૈશેષિક દર્શનમા કહે છે કે—

**" बुद्धि पूर्वा वाक्य कृति वेंदे ॥ "**

વેદમાં સર્વ વાક્યો બુદ્ધિપૂર્વક છે. આ ઉપરથી પત્તો લાગે છે કે વેદ તથા અન્યશાસ્ત્રોના વિચારોની સ્વતન્ત્રતા કેટલી બધી આપે છે અને બીજા મતોની માફક એમ નથી ચહાતા કે મનુષ્ય લકીરના ફકીર થઈ જાય પણ કહે છે કે તમે વિચાર કરો અને જે સત્ય લાગે તેજ માનજો. વખત આવે છે કે જ્યારે અન્ય મતના વિદ્વાનો પણ આ વાતનો અનુભવ કરશે. સર સૈય્યદ અહમદખાંએ કુરાન શરીફનો તરજુમો કરીને મુસલમાનો ઉપર મહાન ઉપકાર કર્યો છે અને તેમને માટે ઉન્નતી કરવાનો માર્ગ બનાવી આપ્યો છે અને જે જે અસભવ જુઠા ગપાટા કુરાનમા હતા તેને નરમ બનાવીને મને નામ માત્રના રહેવા દીધા છે.

વિદ્વાન રેનને ઇસુ ક્રાઇસ્ટનુ જીવનચરિત્ર લખ્યુ છે તેમા તે વિદ્વાને એ બતલાવ્યુ છે કે ઇસુએ ચમત્કારો બતાવ્યા નથી અને ઇન્જીલ (બાઇબલ) કાઇ ધાર્મિક પુસ્તક નથી પણ એક ભલા મનુષ્યનો ઇતીહાસ છે એવીજ રીતે કારલાઇલ જેવા પ્રસિદ્ધ લેખક પણ આખરે કહેવાથી રોકી શક્યા નહી.

He (carlyle) did not think it possible that educated honest men could even profess much longer to believe in Historical christianity.

તેઓ કેળવાએલા શુદ્ધ હૃદયના મનુષ્યો વધારે વાર ઇતિહાસીક ક્રીશ્ચાનિટીને ધર્મ તરીકે માનવાનો સભવ હોય તેમ માનતા નહોતા કેમકે તે સાયન્સના વિચારોથી વિરૂદ્ધ હતા અને ડારવિનના વિરૂદ્ધ ઘણુ ઘણું લખ્યુ અને કહ્યુ પરન્તુ અન્તનો તેનો જે આખી જીદગીનો નિચોડ તરીકે સિદ્ધાન્ત કહાડયો તે ઉપર લખી દીધો છે અને તેનો વૈદિકધર્મ વિશે વિસ્પષ્ટ રીતે સિધાન્ત બતાવે છે કે મનુષ્ય કર્મ કરવામા વિચાર કરવામા અને નિશ્ચય કરવામાં ઇશ્વરની તરફથી સ્વતંત્ર ઉત્પન્ન થયો છે પરમાત્માએ તેને બુદ્ધિનુ દાન કર્યું છે તેનાથી તે સત્ય અસત્યના નિર્ણય કરે અને નિર્ણય કરીને પોતાના આત્માને અનુકુળ હોય તે માને

(૮) હવે આપણે જીવ પ્રકૃતિ અને પરમાત્મા એ વિષય ઉપર થોડાક વિચાર કરીએ—પ્રકૃતિનો ફેસલો કરી ચુક્યા હવે જીવાત્માને લઇએ ઇસાઇ લોકોતો સ્વાસ ને આત્મા માને છે ઇશ્વરે આ માટીના

પુતળામા શ્વાસ ફૂંક્યો તેથી તે જીવતુ થયુ હવે મુસલમાન ભાઇઓ તો " શબ્દને આત્મા માને છે કારણ કે ખુદાએ હુકમ કર્યો તો આત્મા તે ખુદાનો હુકમ છે પરન્તુ science વિજ્ઞાન તે બધાને ધીટકાર કરીને આત્માની હસતીજ ન માનીને તેની ખોજ કરવા મંડયા. રાત દીવસની મેહેનતથી પણ આત્મા ઉત્પન્ન કરી શક્યા નહીં, ભલા માણસો નિર્જીવ અને જડ પરમાણુમા જ્ઞાન ક્યાથી આવી શકે? પ્રોફેસર હકસલે ટીન્ડલ અને હુકર વિગેરેએ આત્માને ઉત્પન્ન કરવાને ભારી પ્રયત્નો કર્યા પણ નિરાશા શીવાય કાંઈ મળ્યુ નહી અન્તમાં લાર્ડ કેલવિન જે તત્વવેત્તા લોકોનો પ્રિન્સ કહેવાય છે તેમણે પોતાની એક વક્તાતામા કહ્યુ છે કે,—

" Let them not imagine that any hocuspocus of Dectricity or Viscous fluids would make a living shell. There was an absolute distinction between crystalls and cells. The general result of an enormous amount of exceeding intricate and thorough going investigations by Huxley and Hooker and others of the present age and by some of their predcessors in both 18th and 19th centuries which was, that no artificial process whatever could make living matter out of dead They must never think of the living men women and children with whom they had to deal in their daily work as men physical mechanism, or mere Laboratory chemical specimens they must think of them as human beings."

તેઓએ એટલે પદાર્થ વિજ્ઞાનવેત્તાઓએ આશા રાખવી નહી જોઇએ કે વિજળીના કોઈ બળથી અથવા તાજા ચામડામાથી અગર તેની મદદથી એક જીવિત પ્રાણી ઉત્પન્ન કરી શકાય જીવીત અન્ડમાં અને ક્રિસ્ટલમાં ભારી ભેદ છે પ્રોફેસર હકસલે હુક્કર અને બીજા આધુનિક વિદ્વાન અને તે પહેલાના પણ ૧૮ મા તથા ૧૯ મા સૈકાના રસાયણીક લોકોના અપૂર્વ પરિશ્રમ અને પુરેપુરા અન્વેશણ પછી પણ સર્વ સાધારણ ફળ એ નિકળ્યું કે કોઇ પણ બનાવટી ઢગથી જડ પ્રકૃતિમાંથી

ચૈતન્ય પ્રકૃતિ ઉત્પન્ન નથી થઈ શકતી, તેમણે તેમ ધારવુ નહીં કે જે બાળબચ્ચાં સ્ત્રિઓ તથા મનુષ્યોની સાથે તેમને નિત્ય પ્રતિના કામોમા સંબંધ રાખવો પડતો હતો કેવળ પ્રકૃતિની બનાવટજ તેઓ અથવા તેમની લેબોરેટરીની રસાયણિક ક્રિયાના તે નમુના છે પણ તે મનુષ્ય છે અને તેને તેમણે તેમજ સમજવુ જોઇએ, ઉપરના વિચાર એક મહાન પાશ્ચિમાત્ય વિદ્વાનના છે અને તેમજ અમારા ઋશી મનિઓ ઉપનિષદ્‌ના બનાવનાર લખે છે

**" एषहि द्रष्टा स्पष्टा श्रोता घ्राता रसयिता**
**मन्ता बोद्धा कर्ता विज्ञानात्मा पुरुषः**

આ શરિરની અંદર જે જુએ છે, અડકે છે, સાભળે છે, સુંઘે છે, રસ લે છે, વિચાર કરે છે, જાણે છે, કરનાર જ્ઞાનવાન, દ્રવ્ય છે તેજ આત્મા પુરૂષ છે પ્રકૃતિનુ નામ સત્ છે, અર્થાત્ જેનો કદી નાશ ન થાય, જીવમા સત્ અને ચિત્ એ ગુણ, અવિનાશી અને જ્ઞાન સ્વરૂપ પરમાત્મા, સત્ ચિત્ અને આનન્દ છે તેટલા માટે પરમાત્માને સચ્ચિદાનન્દ કહેવામા આવ્યા છે.

(૯) હવે અન્તિમ પ્રશ્ન જીવાત્માનો પરમાત્માની સાથે કેવી રીતે સંબંધ થઇ શકે છે ? પહેલે પહેલ વિજ્ઞાનશાસ્ત્રની વાત લઇએ કારણ ધર્મનું તે અડધું અંગ છે તે ઐશ્વર્ય પ્રાપ્તિનું સાધન છે અને તેનાથી પ્રભુ પ્રાપ્તિનાં સાધન મળે છે. હવે આપણે પારલૌકિક વિષય ઉપર આવીએ છીએ કે જેથી ધર્મનાં પુરા લક્ષણ કથન કરાય. કોઈ પણ મત વૈદિક ધર્મથી ઉત્તમ સાચો અને હૃદય ગ્રાહક પરમાત્માની પ્રાપ્તિનો માર્ગ બતાવી શકતો નથી મહર્ષિ પાતજલીએ યોગદર્શન લખીને સદાને સારૂ સંસારમાં યશ પ્રાપ્ત કરી લીધો છે તે મહર્ષિ લખે છે કે પરમાત્માની પ્રાપ્તિની નિસરણીને આઠ પગથીયા છે, યમ નિયમ આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધી પહેલા બે પગથીઆ ઉપર પગ મુક્યા વિના ઉપર ચઢી શકાતુ નથી. યમ પાચ છે, અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને પરિગ્રહ તેમજ નિયમ પણ પાંચ છે શાચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઈશ્વર પ્રણિધાન જે પુરૂષ આ દસને સિદ્ધ કરી લે છે તેજ પરમાત્મા વિષય કાંઇ વિચાર કરી શકે. જ્યા સુધી ભૂમિ શુદ્ધ નથી થતી ત્યાં સુધી તેની અંદર બીજ ગ્રહણ કરવાની શક્તિ નથી આવતી ત્યા

સુધી બીજ નાખવાથી પણ કાંઈ લાભ નથી થતો, ખાલી રામ રામ અથવા કૃષ્ણ કૃષ્ણ કહેવાથી અને પોપટની પેઠે રટવાથી કાંઇ પણ લાભ નથી, તેઓના સદ્ગુણ ધારણ કરવાથી લાભ મળી શકે છે બીજા મતોમા જુઓ કે કોઇ ઇસુની મારફતે તો કોઇ મહમદની મદદથી વળી કોઇ સહજાનન્દ કે વલ્લભ જેવા મનુષ્યોની મારફત અને તેમના આશરાથી ઇશ્વર પ્રાપ્તિ કરવા ચહાય છે પણ તેમા તેમની ભુલ છે ઇશ્વરની સાથે અમારો સીધો સબન્ધ છે. વચ્ચે બીજા કોઇ પદાર્થ કે મનુષ્યની જરૂર નથી, વિદ્વાન ડિસરાયલી કહે છે કે,—

Man requires that there shall be a direct relation between the created and creator and that in these relations he shall find a solution of the perplexities of existence

મનુષ્ય ચહાય છે કે ઇશ્વર અને તેની સૃષ્ટીના જીવોના આપસમાં સિધો સંબધ હોય અને આ સબધોથી મનુષ્ય પોતાના અસ્તિત્વના કઠણમા કઠણ પ્રશ્નોનો ખુલાસો કરી લેશે.

પરન્તુ દિલગીર છીએ કે તે વિદ્વાનને ખબર નહોતી કે જીવ અને ઇશ્વરને સીધો સબંધ છે અને વચ્ચે કોઇ પણ બેટા નબીપીર પેગમ્બરની જરૂર હોતી નથી. તેથી હરેક માણસ યોગદ્વારા તે પરબ્રહ્મને જાણી શકે છે. પણ આજ કાલ તો યોગની પણ મહાન દુર્દશા કરવામા આવી છે. થીઓસોફીકલ સોસાઇટીના લોકો ચીઠ્ઠ ઉડાવી દેવા કાચનાં વાસણ સાધવા ખોવાએલી ચીજોને શોધી કહાડવા વીગરે જાદુગરના ખેલોને યોગ સમજી બેઠા છે અને દુખની વાત એ છે જે પશ્ચિમ પ્રદેશમા મહર્ષિઓના પવિત્ર સિદ્ધાન્તોની મશ્કરી ઉડાવવા માડી છે. મેડમ બ્લેવેટસ્કી જેના વશમાં લોકો સદાથી માંસ ખાતા આવ્યા છે એટલુંજ નહી પણ જે પોતે માસ ખાનારી ને ઉપર બતાવ્યા જેવા બાજીગરના ખેલ કરીને પોતાને મહાન યોગિની પ્રસિદ્ધ કરી અને જેની વાતો ઉપર ચાલીને ભારત સતાન આજ પોતાના પવિત્ર સિદ્ધાન્તોની હાંશી કરાવી રહ્યા છે યાદ રાખજો કે આજે હિપ્નોટીઝમ અથવા મેસમેરીઝમ વીગરે યોગ નથી. યોગનો સંબધ અન્તઃકરણની શુદ્ધિની સાથે

સંબંધ છે તેથી સાચા ઈશ્વર પ્રાપ્તિનો માર્ગ યોગ તરફ તમે આવો અને તમારૂં જીવન શુદ્ધ કરીને શુદ્ધ ઈશ્વરની પાસે બેસો અને તેમાંજ કલ્યાણ છે.

આટલું કથન કરીને હવે અંતિમ નિવેદન એ છે કે આ આધુનિક મતોના ઝગડા અને જાળમાંથી નિકળીને સાચા વેદ માર્ગનો આશ્રય લ્યો અને કદી આપને એવી શકા હોય કે વેદોના જુદા જુદા અર્થનું અમારે શુ કરવુ તો તેને સારૂ કણાદ મુનિનુ વાક્ય સ્મરણ કરો કે—

" बुद्धि पूर्वा वाक्कृति र्वेदे "

એટલે વેદમાં સર્વ વાતો બુદ્ધિપૂર્વક છે એટલે બુદ્ધિથી વિરૂદ્ધ જે અર્થ લાગે તેને જાણો કે અર્થ ઠીક કરવામા આવ્યા નથી અને તેમાં સ્વાર્થી લોકોએ કાઇ ગડબડ કરી છે બુદ્ધિ અને સૃષ્ટિ નિયમ અનુકુળ જે અર્થ હોય તે અર્થને સાચો માનો. બસ અર્થો વિષે જે ઝગડો હતો તે પતી ગયો તો હવે સત્ય સનાતનત વૈદિક ધર્મના પ્રચાર સારૂ કટીબદ્ધ થઇ જાઓ અને દેશ દેશાતર દ્વિપ દ્વિપાંતરમા પવિત્ર વેદ ધ્વનિ છે તેનો પ્રચાર કરો, અને મત મતાન્તરને લીધે જે અશાન્તિ સંસારમાં ફેલેલી છે તેને દૂર કરીને સાચુ સુખ અને શાન્તિ દેશમા ફેલાવો, આજ મહર્ષી દયાનન્દ સરસ્વતીની હાર્દિક ઇચ્છાથી તેની જીંદગીનું તે એક અનુપમ મિશન હતુ અને આજ આર્યસમાજનો સાચો અને જગજાહેર ઉદ્દેશ છે.

**शमित्योम्.**



